# હિંદ માતાની મુઝવણ.

## અને

# ભારતની દશા.



" તલવાર જેઓ વાપરે મૃત્યુ થતુ તલવારથી.
વળી પ્રેમ અર્પે તેહને બદલો મળે છે પ્રેમથી. "

"ઇસુ મહાત્મા."

" વેરથી કદિ શમે ના વેર નિશ્ચય જાણજો,
પણ પ્રેમથી ધોવાય છે સાચુ વચન આ માનજો. "

"ભગવાન બુદ્ધ."

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

**નાથાભાઇ મનોરભાઇ પટેલ.**

ચકલાશી. હાલ આશ્રમ-ચાસદ.

તા ૧ લી. ૯૨૩

પ્રત ૨૦૦૦ સંવત ૧૯૭૯

કીંમત ૧ આનો.

## ગઝલ.



નિજ દેશના હીત કારણે જે જન કશુ કરતો નથી,
દુઃખમાં ડૂબે નિજ દેશ પણ પરવા કશી કરતો નથી,
તે ભક્ત હોયે રાજવી દીલ દાઝ કંઈ હોતી નથી,
નિશ્ચય કહુ એ માનવીને ઈશ સંઘરતો નથી.
તન મન અને ધનની કરો કુરબાની આજે દેશને,
શુભ સ્વર્ગનો એ માર્ગ છે ચાહે ખરૂ સુખ જેહને.
બંધુ બધા દુઃખ ભોગવે સુખ આપણે એ કર્મ છે?
એવું ચહે જે માનવી લાખો વખત કહુ શર્મ છે.

આ પુસ્તક આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં ત્રિભુવનદાસ
કીસીભાઇ પટેલે પ્રસિદ્ધ કર્ત્તાને માટે છાપ્યું.
તા. ૧૦-૫-૨૩.

# હિંદ માતાની મુઝવણ.

## ( ગરબો )

( રાગઃ—પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે. )

સખીઓ સજ્જ બનો સૌ બીડ પડી છે દેશને રે
ભારતમાતા સુણો પાડે છે પોકાર—
તનુજો મારાં રખડે જુલ્મ હવે સ્હેવાય ના રે—સખીઓ

હાક સુણો આ માતની વ્હાલી વેગે જાવ
દેહ સમર્પી માતને આપો સુખના લ્હાવ—
એનો તેના સત્વે દેહ ઘડાયો આપણો રે—સખીઓ

પંજાબ જે વિખ્યાત છે શીખ તણું રહેઠાણ
અમૃતસર છે ગામ ત્યાં સભા થઇ નિર્માણ—
વાતો કહું છું સુણજો જલીયાંવાલા બાગની રે—સખીઓ

પરદેશીના જુલ્મથી હૈયુ મુજ અકળાય
**એપ્રીલ તારીખ તેરમી** સુણતાં કંપે કાય—
તે દિ સર્વે ભાગ્યા હાય "**રતન**" ત્યાં એકલી રે—સખીઓ

જામી ત્યાં બહુ મેદની સાંભળવાને માટ
અત્રે ડાયર આવીઓ વાળી નાખ્યો દાટ—
વણ વાંકે પણ ખબરે તુર્ત ચલાવી ગોળીઓ રે—સખીઓ

સાહુ જન લાગ્યા દોડવા રસ્તા દીઠા બંધ
વધુ ચલાવી ગોળીઓ બની ગએલા અંધ—
આવું કીધાથી બહુ મરણ શરણ લોકો થયા રે—સખીઓ

દારૂગોળો ખૂટીઓ ત્યારે તે અટકયો
તરફડતાં જન નિરખીને મનમાંહી હરખ્યો—
આવા લોકો પર કહો કે મન હું કોપ ચડું રે—સખીઓ

ઘોર જુલમ આ તેહની દાદ વિલાયત ગઇ
ડાયરને ત્યાં નોતર્યા સાંભળવા ચતુરાઇ—
સૂણજો સાચી જુબાની ડાયરની જે ત્યાં લીધી રે—સખીઓ

વડા અમલદારે પૂછ્યું ઓ મિસ્ટર ડાયર
ઘોર કરમ કીધા પછી ડંખ્યું હૃદય લગાર—
ત્યારે ડાયર બોલ્યા " મને જરીના તે થયું રે—સખીઓ

વળી વધારે બોલીયા " હજી પણ એવું થાય
ફર્જ બજાવું માહરી એનો એજ ઉપાય "—
જેથી તેને બક્ષ્યા પૌંડ ઘણા સૌએ મળી રે—સખીઓ

કુમળાં બાળક ઉપરે ચાબુકના વરસાદ
ન્યાયીનું એ કામ છે વળુ પ્રીતે પરસાદ—
શુ કહુ વ્હાલાં મારૂ કાળજુ કટકા થાય છે રે—સખીઓ

આલમગીર ને કહુ બીજો નાસિરૂદીન દયાળ
તેથી ઉલટા ગુણના હાલ તણા ભૂપાળ—
પહેલા કરતા પોષણ નિજનુ મહેનત આદરી રે—સખીઓ

ક્રોડો કંઇ રખડયા કરે મુજ તનુજો ચોધાર
રોટી શય્યા ના મળે એ દુઃખના અંગાર—
આવાં એકલપેટાં હવે તમે નવ બની જશો રે—સખીઓ

પૈસો હાય ગરીબની ભૂખ્યા રહી ભરતા
રક્ષક તે ભક્ષક બની મોજમઝા કરતા—
પણ ના દાદ ગરીબની તેઓ કંઇ ધ્યાને ધરે રે—સખીઓ

સબરસને સપડાવીયું કરી એવડા દામ
ગરીબો બહુ ગભરાય છે નિરખીને આ કામ
જે છે ગાય બળદને ભેંસ તણા વપરાશનું રે—સખીઓ

વેપારી વીર સાંભળો સાંભળજો ધનવાન
પૈસા ક્યાંથી મેળવ્યા આપ તણા કહો બ્યાન—
જેના પૈસે જીવ્યા તેની હયો દરકાર ના રે—સખીઓ

કોર્ટ કચેરીમાં જુઓ ન્યાય અદલ તોળાય
જુઠુ તે સાચુ કરે સાચુ તે જુઠ હોય—
પૈસા વેરે તેનું કામ પલકમાં પતી જતું રે—સખીઓ

ચૌટે રંક જનો કને દામ વધુ લેવાય
પણ ધનવાળા પાસથી કિંમત સસ્તી હોય—
શુ છે ઇશ તણો કાયદો ગરીબો વધુ ભરે રે !—સખીઓ

ફાળો આવે રંકને કામ દરેક મહીં
લ્હાવો આગેવાનને પેલાને કંઇ નહિ—
એવાં કષ્ટ સહીને પણ તે જગનું પુરૂ કરે રે—સખીઓ

હરિઆળી ભૂમી ના દીસે ઉજ્જડ રણુ દેખાય
ક્યાંથી હરિઆળુ દીસે મેઘ ન પૂરતો થાય—
જે છે મેઘ તણો આધાર વનસ્પતિ ના ટકે રે—સખીએ

પુત્રો મારા પ્રેમી જે સેવા મુજ કરતા
તેઓ રાક્ષસ પાસથી જેલ મહેલ જતા—
એવો જે અન્યાયી તે મુજ કાપે ટળી જશે રે—સખીઓ

કામ કરે ના ખંતથી મિથ્યા મચવે શોર
ટોળી ટોળ કરે ઘણો ઇશ તણો તે ચોર—
આવા જે જન વસતા નિજને તે પટકાવશે રે—સખીઓ

જો ઇચ્છો પ્રેમ કરી સ્વતંત્રતાનો સ્વાદ
ટોળ દ્વેષ ઇર્ષા તજો મૂકીદો વિખવાદ—
તે વીણુ ધારો છો તે હાથ કદિના આવશે રે—સખીઓ

સત્વો સૌ ચૂસાય છે પાપ વધ્યાં તે માટ
એક દિન એવો આવશે રંક પૂજાશે પાટ—
માટે શીખ સૂણી આ રંક તણી સ્હાયે ધસો રે—સખીઓ

જાગ્યા તે જીવડા ગયા રંક મદદને કાજ
તમ પણુ જાગ્યા સિંહલા રાખો મારી લાજ—
મારી સ્હાયે જે જન આવે ઇશ અવલોકશે રે—સખીઓ



# ગર્જોને એકવાર.

( રાગ સામગ્રો )

શું તાકી રહ્યા વીરારે ગર્જોને એકવાર ( ૨ )
ગર્જોને એકવાર ગર્જોને એકવાર—શું તાકી.

દેશ દશા છે અતી દુરભાગી,
હાક સૂણો "મોહન" ની વાગી.
મહાસાગર વિષે ઝૂક્યા રે ઉતરવું સામીપાર—શું તાકી

સત્વ ચૂસાતુ હિંદ તનોનું
જતન જરી ના થતું આબરૂનું
ભારતની માત પાડે રે આંસુડાં ઝારઝાર—શું તાકી.

ભોગ સુકંચન સમ અર્પો છો
પરિણામ હૃદયમાં પણ પરખો છો
ફળ ખાવા સહો કંટક રે છે જગનો વ્યવહાર—શું તાકી.

ઉત્સાહ હતો આરંભમાં બહુએ
મંદ થએલો કંઇક જણાએ
શું સિંહો ડરે ગર્જનથી કદી ગર્જે મેઘ હજાર—શું તાકી.

તન મન ધનનાં દાનજ દઇને
સ્વાર્થ કુસંપ વડાઇ તજીને
સહુ સંપી ધસો આગેરે વર્તાવો જયકાર—શું તાકી.

# ગાંધીજીનાં બાળ

( રાગ તાલ કલ્પિત. )

અમે ગાંધીજીનાં બાળ અમે ગાંધીજીનાં બાળ
કોણુ કરે વાંકો વાળ કોણુ કરે વાંકો વાળ—અમે

જુલમી આ સત્તા સામે અડગ ઉભેલા અમે
તારી રક્ષા શું તમે લાગી દેશે જવાળ—અમે

બ્રીટનને જર્મન વચ્ચે લડાઇ યુરોપે થઇ
હજારો રેડાયાં લોહી હિંદી તણાં ભાળ—અમે

શીખને ગુરખાએ ઘૂમી જીત કરી પુરેપુરી
મદદને બદલે કર્યો શીખ તણો કાળ—અમે

જુલમ પંજાબે* કીધા ન્યાય ન જરી દીધો
વફાદાર હિંદી પરે કેવી દાધી ફાળ—અમે

અકાલી બંધુઓ સામે અન્યાય ચલાવ્યો એણે
અહિંસાનું વ્રત એણે પાળ્યું વધ્યું જાએ દળ—અમે

હિંદનારે હિત માટે ગાંધીજીના નામ પરે
વિભુના વિશ્વાસ વડે ભાંગશું જંજાળ—અમે

---

*પંજાબમાં

# સ્વદેશ પ્રેમનાં ઝરણુ

( રાગઃ–પતિ વિના પ્રેમદાના મનના )

સ્વદેશ પ્રેમનાં ઝરણુ વહે તેનું જીવતર હો જયકાર—
ખરે તેનું જીવતર હો જયકાર—સ્વદેશ
કાર્યો કરવાં સ્વદેશનાં વળી સ્વદેશનાજ વિચાર—ખરે તેનું

વીર શિવાજીને સંભાળો, પ્રતાપ પુરો પ્રેમજ વાળો,
ગોવિંદગુરૂ આદિ કંઇ ગજર્યા દાઝે અપરમપાર—ખરે તેનું

તનમન ધનનાં દાનજ દઇને, ગાંધી સમા કંઇ ગજવે ગગનને,
કુરબાની દેહની કરે—કરે નહિ દુઃખ તણી દરકાર—ખરે તેનું

દેશ તણી દરકાર કરે નહિ, દુઃખ દેશનાં કદિ સમરે નહિ,
એકલ પેટા એવા નરને હરનિશ હો ધિકકાર—ખરે તેનું

ભલે ભોમમાં ભારે હોયે, રાજ આખી અવનીનું હોય,
તો પણુ તે કદિ માન ન પામે પ્રભુ તણે દરબાર—ખરે તેનું

દેશ માટે દેહની કુરબાની, કરી વિતાવી ખીલતી યુવાની,
એવા વીરલા પવિત્ર જીવના હાથે હિંદોદ્ધાર—ખરે તેનું

પૂર્વ જન્મના પૂણ્યે કરીને, ભાગ્યવાન દેશે જન્મીને,
કરે દેશ સેવના તન મન ધનથી સફળ કરે અવતાર—ખરે તેનું

# સરકારને

( રાગ:—પડતી હવે મુજને ખબર )

જોતાં જણાયું જરૂર તુજ સહકારમાં ફળ છે નહિ
લાગેલ કડવું ફળ હવે છોડયા વિના છૂટકો નહિ
ના છોડતાં થાએ કદાચિત મર્ણ અમજણુ સર્વનું
થાવા છૂટા ધાર્યું હવે પ્રાયશ્ચિત કરવા પાપનું

તજી દો સ્વાદ ભારતનો ઘણું ચૂસ્યા હવે માનો
ચઢાવી મોહનો પાનો ફસાવ્યા કંઇક યુવાનો
કરી ધર્મને દૂર બન્યા હેવાનો બન્યા હેવાનો—તજીદો

મૂકી દો માત કળકળતી ઉરે છે આગ બહુ ધીકતી
દિને દિને થાય છે પડતી અમારી એ હવે સ્થિતિ
બની પ્રમાણિક ડંસ દીધો તમે છાનો દીધો તમે છાનો—તજીદો

જુલમ ઝાઝા તમે કીધા ચૂસી અમ ભ્રાતને લીધા
તમારાથી અમે બીધા છતાં ના કંઇ તમે સીધા
કદિ જામશે પૂર્વ તણો જો રંગ મઝેનો રંગ મઝેનો—તજીદો

તમારી દીસતી ચડતી પલકમાં થઇ જશે પડતી
તમારી કાળતો લેશે ઝપાટે હા કહું જડતી
માટે સુણી આ શીખ તજો તોફાનો તજો તોફાનો—તજીદો

---

( ૧૧ )

# ગરીબાઇનું મૂળ અને તે મટાડવાનો ઉપાય.

સૂણો સૌ હિંદુ મુસ્લીમો બિરાદર પારસી ખ્રીસ્તી,
બનેલા હિંદ આભારી ખરેખર! તેહની વસ્તી.
ગરીબી દેશમાં વધતી કહો શા કારણે ચાલી,
વિના કારણ થતાં ખરચો વિષે આપણ રહ્યા મ્હાલી.
પરિશ્રમ વેઠીને બંધુ કરેલી એકઠી મિલ્કત,
મળીને પાઈ પાઇથી થએલી છે બધી દોલત.
ચઢો કંઇ કોર્ટને ઘોડે વકીલોથી કરો વાતો,
જુડા કંઇ કેસ જીત્યાથી તમારો હર્ષ ના માતો.
ખુવારી ભાઇની કરવા જરા પાછા નહિ પડતા,
સુખી તે ના શકો સાંખી દુઃખાવા દામ વાપરતા.
જીવામાં વાપરી વાજાં જમાડી ખીરને ખાજાં
વળી બીજી ઘણી રીતે કર્યાં દેવાં તમે તાજાં.
સગાંના મર્ણ પછવાડે ઘણી દોલત ઉડાવો છો,
પછીથી વ્યાજ પણ ભરતાં તમે પૂરા પીડાઓ છો.
" તમે કુળવાન ઘરના નથી કો આપની તોલે,
તમે જો વાપરો નહિ તો બીજાની હામ શું ચાલે."
ખુશામતથી કુલણજી આ વિચારો અન્યના કરતા,
વગાડે મોરલી તેઓ ' જી હા ' ' ના જી ' અમર કહેતા
કદી ના હોય તમ પાસે અરે એ દ્રવ્ય ધીરે છે,

' નહિ બહુ વ્યાજ તો લઇએ, કહીને કાન ફુંકે છે
પ્રથમ ખાનાર જે લોકો તમોને હા ચઢાવે છે.
પછીથી દ્રવ્ય લેવામાં પુરી પોકો પડાવે છે.
સવડ ના હોય તમ પાસે છતાં કંઇ દાવ અજમાવે,
' વતન કે ઘર ગીરો મૂકો ' તમોને ભાઇ સમજાવે.
ચઢેલું વ્યાજ વર્ષોનું તમે તે ના ભરી શકતા,
કંઇ વેચી અગર સાટી પછીથી તે પુરૂ કરતા.
હતી જે માલ મીલકત તે બધી દેવા વિષે મૂકી,
અગર અન્યાય કંઇ કરતા ખરી જે ફર્જ તે ચૂકી.
કદી સ્રીનાં ઘરેણાંને તમે ગીરો મૂકાવો છો,
મળે ના અન્ન ખાવાને ધીરે ના કોઇ કંઇ પૈસા,
ફુલણજી જે હતા તેની નિરખજો ભાઇ આવી દશા.
પછીથી પેટને ખાતર ખરેખર ? પાપ આદરતા,
જુઠુ છળકે પ્રપંચોને અરે કંઇ ચોરીઓ કરતા.
સિપાઇ તેમને નડતા સપાટે તેહને ચઢતા,
સવડ જો હોય તો પોતે રકમ દઇને છુટી જાતા.
અગર કંઇ દિન મ્હેમાનો બની સરકારના રહેતા.
જુલમ અગવડ અને ગાળો અગર અપમાન કંઇ સ્હેતા.
દયા લાવી દીએ તેને વિના મૂલ્યે મકાનો ત્યાં,
ઉપર સિપાઇ તો રખવાળ બોલો આ મઝા છે કયાં ?
વડી વાતો થઇ છે આ હજી બાકી સુધારાનું,
સૂણીને મૂકજો સર્વે સ્મરણ હા તે કુધારાનું.
સુધારે આપણે ચાલ્યા રિવાજો આંધળા ઝાલ્યા,
કરીને પાર્ટીઓ દોસ્તો તણી બસ બાગમાં મહાલ્યા.

સરસ સાઇકલ સજીનેકે મગાવી મોટરો મોંઘી,
હજારો નાચને જલસા કરી છે આબરૂ સોંઘી.
સ્વદેશી ચીજને ત્યાગી વિદેશી મોંઘીથી રાજી,
જમીને હોટલો માંહી પુરેપુરા બન્યા પાજી.
સજવા વસ્ત્રને જોડા તમારે નોકરો જોઇએ,
રસોયો ને પટાવાળો વિના નહિ ચાલશે કોઇએ.
બડો વપરાશ ભારી છે સીઝર ને બ્રાન્ડીનો ઘરમાં,
ગીની ઘડીઆળ શોભે છે અરે યુવાનના કરમાં.
હમેંશાં ચ્હા અને ટૉસ્ટ અગર કંઇ ફ્રુટ ને મેવા,
છૂટે હાથે અરે વહેંચી સુધારાની કરે સેવા.
વળી નાટક સીનેમામાં વહાલીને લઇ સાથે,
વિદેશી ડ્રેસ પહેરીને ધરાવી હેટને માથે.
ચઢાવ્યાં ચશ્મ ચક્ષુએ ઉંચી એડી તણાં જોડાં,
કરે નાજુક છત્રીને વિચારે હુ સમાં થોડાં.
વીરા ના તે હવે શોભે કરોડો ભાઇ ભૂખ્યા છે.
બતાવ્યું " મોહને " બંધુ અરે હા ફ્રજ આવી છે.
તમારી પાન બીડીમાં ગરીબો ગુલચમન કરતા,
હજારો નિત્ય પોકારે તમેના ઉર કંઇ ધરતા.
સમો વિત્યો સુધારાનો હવે તો ફર્જ આવી છે,
બતાવી ગાંધીએ સસ્તી અરે એ રીત ફાવી છે.
બચેલા દામમાંથી કંઇ મદદ તો રંકને કરજો,
અગર રાષ્ટ્રીય શાળાના ચરણમાં કંઇ રકમ ધરજો.
તિલક સ્વરાજ્ય ફાળો કે બનો મેમ્બર નહિ ચૂકો
ઉપજનો ભાગ કંઇ જુદો અરે હા દેશનો મૂકો

" ધનીકના લક્ષ રૂપીઆથી વધારે રંકની પાઇ,
કરે તે કામ બહુ મોટુ " કહે ગાંધી સુણો ભાઇ.
વિચારો વાત આ વીરા વધુ કહેવું નહી સારૂં,
હવે ના શોધશો બંધુ નીકળવાનું કંઇ બારૂ.
બતાવો ના કદી બ્હાનાં જીગર દેવી તણું ખટક,
ભૂલોની માફ માગીને હવે આ દાસ પણ અટકે.

---

## જાહેર ખબર.

છપાય છે !                    છપાય છે ! !

# " વીરસિંહની વીરતા. "

વીરરસ પ્રધાન, એક નવીન આકર્ષક નવલ કથા ટુંક મુદતમાં બહાર પડશે. ૨૫૦ પૃષ્ઠનું પાકા પુઠાનું સચિત્ર દળદાર પુસ્તક: ગ્લેઝ કાગળ. . . .

અગાઉ ગ્રાહક થનારે રૂા. ૧-૪-૦ મોકલી આપવા. પાછળથી ગ્રાહક થનારને તેની કીંમત રૂા. ૧-૧૨-૦ પડશે. થોડીજ પ્રત નીકળવાની છે. સત્વરે નામ નોંધાવો.

અગાઉ ગ્રાહક થનારાઓનાં મુબારક નામ આ બુકમાં અમર કરવામાં આવશે.

૨૫ ગ્રાહકો મેળવી આપી તેના નામ ઠામ સાથે પૈસા નીચેને શીરનામે પહોંચાડનારને આજ પુસ્તકનાં નં. ૨ ભેટ કરવામાં આવશે. સો ગ્રાહકો મેળવી આપનારને ૧૦ પુસ્તક ભેટ આપવામાં આવશે. વધુ વિગત માટે જાહેરમાં મળો યા લખો—

**નાથાભાઇ મનોરભાઇ પટેલ.**

**ચકલાશી,** હાલ આશ્રમ-વાસદ. તા. આણંદ.

# મહાત્માજી હિંદમાં અવિચળ રહો

( ગરબો )

( રાગ:—અમે અજાણ્યા શું જાણીએરે )

સુણો નાની મોટી સહુ સાહેલી રે ( ૨ )
ખાદીએ તો બનાવી મને ઘેલી રે
પ્રેમ જાણે અષાડની હેલીરે મહાત્માજી હિંદમાં અવિચળ રહો રે
ખાદીથી તો વધે દેશ આબાદીરે
વિદેશીથી તો થાય બરબાદીરે
પૈસો જાય છે ગરીબનો લાદીરે મહાત્માજી ,, ,,
ઘેર ઘેર રેંટીયો બોલતો રે
જડ હૃદય થએલું ખોલતો રે
નિત્ય ગાન સ્વતંત્ર ગાતો રે મહાત્માજી ,, ,,
બેનો જાગો હવે તજી શર્મ રે
સમજ્યાં ન વિદેશીનો મર્મ રે
હવે સાચવજો તમ ધર્મ રે મહાત્માજી ,, ,,
આજ લગી ભારત જન બહુ ઉંઘ્યાં રે
વિદેશીથી તો રસ્તો સહુ ચૂક્યાં રે
હવે માન માન્ચેસ્ટરે મૂક્યાં રે મહાત્માજી ,, ,,
વીર ઉંઘેલાં તમે જાગજો રે
પ્રભુ પાસે આવું માગજો રે
દેહ અર્પણ દેશને થાજો રે મહાત્માજી ,, ,,

પારદર્શક પરદેશી સાડી રે
પહેર્યાથી કાયા દીસે ઉઘાડી રે
નાખો ફેશન હવે એ કાઢી રે મહાત્માજી હિંદમાં અવિચળ રહો રે

બાપુ બાવીસ વખત ગયા જેલમાં રે
તમે મોજ મારી બહુ મહેલમાં રે
કરો સ્હાય દેશીને જીત એમાં રે મહાત્માજી ,, ,,

જલીયાં બાગમાં જુલમ બહુ કીધો રે
માર વિદ્યાર્થી સહુને દીધો રે
છતાં ન્યાય બ્રિટીશે ના દીધો રે મહાત્માજી ,, ,,

બાપુએ કીધો છે અસહકાર રે
તેનાસુ તમે રાખો વ્યવહાર રે
કહુ છુ લાખો વખત ધિક્કાર રે મહાત્માજી ,, ,,

દેશ દાઝ મનમાં નવ લાવીએ રે
કરી હૈયુ કઠણ સૌ ફરીએ રે
ગુન્હેગાર ઇશ્વરનાં થઇએ રે મહાત્માજી ,, ,,

